શ્રી નલિનીકાન્ત ગુપ્ત રચિત

# શ્રીઅરવિંદનું યોગદર્શન

અનુવાદક

નાથાલાલ દવે

પ્રકાશક

શ્રી અરવિંદ કાર્યાલય · આણંદ

શ્રી. નલિનીકાન્ત ગુપ્ત રચિત

# શ્રીઅરવિંદનું યોગદર્શન

અનુવાદક

નાથાલાલ દવે



પ્રકાશક

શ્રી અરવિંદ કાર્યાલય · આણંદ

# બે બોલ

આ અનુવાદ જે મૂળ પુસ્તક ઉપરથી થયો છે તેના લેખક બંધુવર્ય નલિનીકાન્ત ગુપ્ત શ્રીઅરવિંદના મુખ્ય શિષ્યોમાંના અને ઘણા જૂનાઓમાંના પણ એક છે. બંગાળમાં તેમણે શ્રીઅરવિંદના પુસ્તકોમાંના કેટલાકના અનુવાદો પ્રગટ કર્યા છે તે ઉપરાંત બંગ-સાહિત્યમાં સ્વતંત્ર ચિંતનાત્મક પુસ્તકોના લેખક તરીકે તેઓ સુપ્રસિદ્ધ છે.

શ્રીઅરવિંદ સાથે તેઓ બંગભંગના દિવસોથી જોડાયેલા હોઈ એમનો સંબંધ વિશિષ્ટ પ્રકારનો બંધાયો હોય એમાં આશ્ચર્ય નથી. શ્રીઅરવિંદના તત્ત્વદર્શનનું જ્ઞાન એમનાં પુસ્તકો, જેવાં કે Life Divine, Bases of Yoga વગેરે, વાંચીને જેઓ મેળવે છે તેઓ અનેક વર્ષોની સાધના, તપસ્યા અને સાક્ષાત્કારના પરિપક્વ ફળનો સ્વાદ ચાખે છે. પરંતુ એ સ્વાદ લેવા માટે અધિકારની અપેક્ષા રહે છે. એવો અધિકાર નથી હોતો—એટલે કે જેમની બુદ્ધિ વિચાર કરવાને, યા તો અસ્તિત્વના મૌલિક પ્રશ્નો ઉપર વિચાર શક્તિને લાંબા સમય સુધી એકાગ્ર કરવાને અસમર્થ હોય છે તેઓને શ્રીઅરવિંદના ગ્રંથો મુશ્કેલ લાગે છે.

એવાઓને ભાઈ નલિનીકાન્ત ગુપ્તનું પુસ્તક ઉપકારક થવાનો સંભવ છે; એનો અર્થ એવો નથી કે શ્રી. નલિનીકાન્તનું પુસ્તક યા તો તેમના લેખો સહેલા છે. પરંતુ આ પુસ્તકમાં જુદાં જુદાં દૃષ્ટિબિંદુથી શ્રીઅરવિંદની યોગસાધનાના મૌલિક તત્ત્વોનું અવલોકન કરવામાં આવેલું હોવાથી વાંચનારને તેમના ઉપર અવનવો જ પ્રકાશ પડતો દેખાય છે. અને એકી વખતે એક બે જ મુદ્દાઓની વિશદ-પણે ચર્ચા કરેલી હોવાથી શ્રીઅરવિંદના વિચાર-મિનારની કેટલીક બાજુઓ સ્પષ્ટતર થઈને સમગ્રનું દર્શન પણ કંઈક અંશે વિશદ બને છે. વળી શ્રી. નલિનીકાન્તના લખાણમાં જીવંત અનુભૂતિનો

રંગ ભળેલો હોવાથી વાંચનારને માટે તે વધારે પ્રતીતિજનક
છે. શ્રી. નલિનીકાન્તની શૈલી પણ લાક્ષણિક છે. તેમાં વિશ
છે, પરંતુ વિસ્તૃત તર્કસરણીના આશ્રય વિના જ તે ઉદ્ભવે
એમાં સંક્ષિપ્તતા છે પરંતુ સંદિગ્ધતા કે ક્લિષ્ટતા નથી. આશા
કે ગુજરાતના વાચક વર્ગને આ પુસ્તક ઉપકારક થશે.

શ્રીઅરવિંદ આશ્રમ,
પોંડિચેરી, તા. ૨૧ : ૫ : '૪૨ અંબાલાલ પુરા

## આભાર

ભાઈ નાથાલાલ દવેએ આ અનુવાદ પરિશ્રમપૂર્વક તૈયાર કરે
હોઇ તેમણે તે છપાવવા માટે શ્રીઅરવિંદ કાર્યાલયને આપ્યો છે
બદ્દલ તેમનો તથા અનુવાદ કરવાની પરવાનગી આપવા માટે શ્
નલિનીકાન્તનો કાર્યાલય તરફથી આભાર માનીએ છીએ.

પ્રકા

## પ્રસ્તાવના

શ્રી. નલિનીકાન્ત ગુપ્તાના 'The Yoga of Sri Aur-
bindo' નામના અંગ્રેજી પુસ્તકનો આ અનુવાદ છે ગુજરાતી
અનુવાદ કરવાની અનુમતિ માટે હું ગ્રંથકર્તાનો અત્રે આભાર માનું છ

શ્રી. અંબાલાલ પુરાણીએ કર્તાની પરવાનગી મેળવી આપી અ
અનુવાદ તપાસી જઇ ઘટતી સૂચનાઓ આપી તે માટે હું તેમનો ઋણી છ

શ્રીઅરવિંદના કાર્યને સરળ રીતે સમજાવતું આ નાનું પુસ્ત
મને આશા છે કે, જિજ્ઞાસુઓને ઉપયોગી થશે.

૧૦૧૬, કૃષ્ણનગર,
ભાવનગર, તા. ૨૦ : ૫ : '૪૨ નાથાલાલ દ

# શ્રીઅરવિંદ ચરણે

[ મિશ્રજાતિ ]

હે સંન્યાસી! યાત્રી હે ઊર્ધ્વ કેરા!
ન્યારા મારા રાષ્ટ્રના ભેખધારી!
સ્વીકારો આ વંદના નમ્ર મારી.

ઓ રે મહાપ્રાણ! અપૂર્વ એવું
સામર્થ્ય શું અંતર આપને વસ્યું
કે માનવીનો પલટી સ્વભાવ,
આમૂલ તેમાં ભરીને વિશુદ્ધિ,
કરી પ્રકાશોન્મુખ સર્વ સૃષ્ટિને
લઈ જવા ઊર્ધ્વ પ્રતિ જ, એકલા
શરૂ કરી આમ અમોઘ સાધના!
રે ઊતરી અંતરની ગુહા મહીં
ચૈતન્યના ગંભીર ગૂઢ હાર્દમાં
પામ્યા તમે દર્શન શા પ્રકાશનું!
શા સાંભળ્યા સંગીતસૂર રમ્ય જ્યાં
આનંદ ગુંજારવમાં અતંદ્ર
અનંતની મંદ્ર બજંત વીણા?

હિંસા તણી આ ઘનઘોર આંધી
ગ્રસી રહી આજ સમસ્ત સૃષ્ટિને;
નૈરાશ્યનાં, પાશવતા તણાં બલો
રૂંધી રહે અંતર કેરી દૃષ્ટિને.
ત્યાં અંધકારે નીરખું, તપસ્વી!

તમે નિવાતસ્થ પ્રદીપના સમા
પ્રશાંત, ગંભીર, નિજાત્મનિષ્ઠ;
લસી રહ્યા ઉન્નત આપના શિરે
વિરાટના નિર્મલ તેજપુંજ. ૨૫

રે પશ્ચિમે માનવ ખૂબ ગર્વથી
લડી રહ્યો પ્રકૃતિ કેરી સંગે
પડાવવા સૃષ્ટિ તણા રહસ્યો;
ગુમાવતો જીવન નિત્ય યુદ્ધે
સ્વીકારીને એક કરાલ કલ્પના.
ત્યાં સાંભળી તાત! ઉદાર વાણી,
ગાજી ઊઠ્યો પૂર્વનો પ્રાણ જાણે,
ન હોય એ જીવન, એ ન પંથ,
વિકાસ સંવાદ વિના ન સંભવે
આપી તમે નૂતન દૃષ્ટિ સર્વને,
આદેશ આપ્યો નિજ જિંદગીમાં
સૃષ્ટા તણું ભર્ગવરેણ્ય ઝીલવા
સમર્પીને જીવન દિવ્ય શક્તિને.
ઉત્ક્રાંતિના મંગલ માર્ગ પે ધપે
પંખી, પશુ, માનવ, આ ચરાચર,
ના ત્યાં વિસંવાદ, ન ક્લેશઘર્ષણ,
એ તો સદા મંગલ પંથ ઊર્ધ્વનો.
તમે કહ્યું, માનવ ત્યાં ધપી શકે
પ્રભુ તણો પુણ્યપ્રકાશ ઝીલી
ઉત્ક્રાંતિને વેગ અપૂર્વ આપતો

જઈ શકે માનવ ઊર્ધ્વમાં, જ્યાં
આનંદનો વિસ્તરતો અપાર
અધ્યાત્મસિંધુ પરમ પ્રશાંત. ૪૮

ગાજે મહા અર્ણવ દિવ્યતાનો,
અસંખ્ય ઉત્તુંગ તરંગમાલની
ત્યાં જન્મતી ભવ્ય પરંપરાઓ;
માંગલ્ય ત્યાં માનવજાત કેરું.
તેની આડે વાસનાબંધ બાંધી,
પૂરી નાની જિંદગી શૃંખલામાં,
રાચી રહેતો માનવી પંકમગ્ન;
સિંહાસનો સ્વાર્થ તણાં રચીને,
પૂજા કરે અંતરના પશુની.
તોડી સર્વે બંધ એ, હે તપસ્વી!
અધ્યાત્મની અપ્રતિરુધ્ય શક્તિના
વહાવવા દિવ્ય સલિલ સૃષ્ટિમાં
આરંભિયા યજ્ઞ અભૂતપૂર્વ.
પુરા હતા જેમ તપ્યા ભગીરથે
મહા તપો, ભારતમાં વહાવવા
પ્રવાહ જ્યાં પાવક જાન્હવીના,
તેવી તમે પૃથ્વીપટે વહાવી
પવિત્ર પ્રેમોજ્જવલ આત્મગંગા. ૬૬

દ્રષ્ટા તમે જીવનના, તમારા
કંઠે જાગ્યા નૂતન મંત્રઘોષ;

'ઊંડો ઊંડો જિંદગીનો સમુદ્ર;
રમો નહિ ઉપર, કિન્તુ વસ્તુના
છે ઊંડાણે મૌક્તિકો સત્ય કેરાં.'
અને કહ્યું, 'જીવન હો વિશુદ્ધ;
તજો બધા બંધ, તમામ ગ્રંથિ;
નિર્વ્યાજ સૌંદર્ય જ જિંદગીની
કલા ધરો જીવનમાં પ્રભુને.
અને તપઃપૂત, ઉદાર, સંયમી,
વિશુદ્ધ જે જીવન એ જ જિંદગી.' ૭૭

આવે એવા અંતરે મૂક સાદ;
ઊંડી ઊંડી એ જગાવે પિપાસા,
નેત્રે ન્યારી કૈંક અંજાય આશા,
વ્હેલા મોડા સર્વનો એ જ માર્ગ. ૮૧

: નાથાલાલ દવે :

——*——

## અ નુ ક્ર મ

# જીવનકલાનો યોગ

## ( ૧ )

જ્યારે શ્રીઅરવિંદે કહ્યું, કે 'આપણો યોગ એ કેવળ આપણે માટે નથી પણ સમસ્ત માનવજાતને માટે છે', ત્યારે એ સાંભળીને ઘણાએ નિરાંતનો શ્વાસ મૂક્યો અને માની લીધું કે આ મહાન પુરુષને દુનિયા છેક જ ખોઈ બેઠી નથી. દરેક યુગમાં હિન્દમાં સંન્યાસીઓનાં નામોની જે મોટી હારમાળા તૈયાર થાય છે અને જેથી દેશને કે માનવસમાજને (કે એ સંન્યાસીઓને પોતાને પણ) કંઈ બહુ લાભ થતો નથી, તેવા સંન્યાસીઓમાં શ્રીઅરવિંદને લીધે એક નામનો વધારો થયો એટલું જ થયું નથી એમ લોકોને લાગ્યું. તેઓ એમ સમજ્યા કે શ્રીઅરવિંદનો યોગ તો અદ્યતન છે, મનુષ્યજાતિની સેવા એ તેનો હેતુ છે. માનવજાતની સેવા એ તેમની આધ્યાત્મિકતાનું એક માત્ર સાદ્યંતસર્વસ્વ ભલે ન હોય, તો પણ, આખરે તો એ જ એનું ધ્યેય છે, અને તેની કલ્યાણદાયી પરિણતિ તો એ જ છે. અમુક અજાણી શક્તિઓનું સંશોધન કરીને તેનું નિયંત્રણ કરવાની કલા તે તેમનો યોગ છે અને તે યોગ દ્વારા બુદ્ધિવાદી

વિજ્ઞાનની પદ્ધતિથી થઇ શકે તે કરતાં ક્યાંય વધારે સફળતાથી મનુષ્યના જીવનને ઉન્નત કરી શકાશે અને સમૃદ્ધ બનાવી શકાશે.

શ્રીઅરવિંદને લાગ્યું કે જો લોકો પોતાના કથનનો આવો સામાન્ય અર્થ કરે તો તેઓ તેમના સંદેશનું ખરું રહસ્ય જ ભૂલી જાય. એટલે તેમણે શબ્દોમાં ફેરફાર કર્યો અને કહ્યું, 'મનુષ્યજાતને માટે આપણો યોગ નથી, તે તો ઇશ્વરી શક્તિ માટે છે.' મને ભય છે કે તેમની આ નવી રજૂઆત, તેમણે આ પાઘડી ફેરવી બાંધી તે ઘણાને ગમી નહિ; કારણ કે દેશ કે જગતની સેવા માટે તેમને પાછા પ્રાપ્ત કરવાની આશા તેથી સમૂળગી નષ્ટ થઇ. વળી પાછા સહુની દૃષ્ટિએ તેઓ પાર્થિવ જગતથી દૂર વસનારા અને નિર્વિકલ્પ બ્રહ્મના જેવા જ શુષ્ક, દુષ્પ્રાપ્ય વેદાન્તી સ્વપ્નદ્રષ્ટા બની ગયા.

( ૨ )

જે આદર્શની સિદ્ધિ માટે શ્રીઅરવિંદ પ્રયત્ન કરી રહ્યા છે તેની જરા નજીકથી ઝાંખી કરવા માટે આપણે તેમણે કહેલા બંને સૂત્રોનો સમન્વય કરીએ અને કહીએ કે માનવતામાં રહેલા પ્રભુની પરિશોધ અને પ્રાગટ્ય એ તેમનું જીવનકાર્ય છે. માનવમાં રહેલી દિવ્ય ચેતનાનો આવિર્ભાવ કરવો—માનવજાતની એ સેવા તેઓ કરવા માગે છે. માનવજીવનને માત્ર સુધારવું એ તેમનું ધ્યેય નથી; પણ માનવજીવનનું આમૂલ પરિવર્તન, દિવ્યતામાં તેનું સમગ્ર રૂપાંતર કરવું એ માટે તેમની સાધના છે.

આમાં પણ થોડી ગેરસમજણ થવા સંભવ છે તેનો આપણે ખ્યાલ રાખવો જોઇએ. માનવજીવનનાં પરિવર્તનનો એવો અર્થ

નથી કે સમસ્ત માનવજાતિ દિવ્ય ભૂમિકા પર પહોંચી જશે. એનો અર્થ એ છે કે પૃથ્વી પર લોકોત્તર માનવતા પ્રગટ થશે – પશુસૃષ્ટિમાંથી જેમ મનુષ્ય પ્રગટ થયો એ રીતે. એ ઉત્ક્રાંતિથી આખી પશુસૃષ્ટિ બદલાઇને મનુજસૃષ્ટિ થઇ ગઇ એમ તો ઓછું જ બન્યું છે?

આવી પરિણતિની શક્યતા વિષે વિચાર કરીએ ત્યારે – શ્રીઅરવિંદ તો કહે છે કે એ કેવળ સંભાવ્યતા જ નહિ પરંતુ અપરિહાર્ય ભવિતવ્યતા છે—ત્યારે એટલું યાદ રાખવું જોઇએ કે જે શક્તિને લીધે એ પરિણામ આવવાનું છે અને જેનું કાર્ય નિરંતર ચાલુ જ છે, તે કોઇ વ્યક્તિગત માનુષી શક્તિ નથી, પછી ભલેને તે ગમે તેટલી મહાન હોય; પણ તે તો ભાગવત શક્તિ છે, પોતાના નિર્મિત ધ્યેયને પ્રાપ્ત કરવા માટે મથી રહેલી એવી પરમાત્માની પોતાની શક્તિ છે.

રહસ્યની ખરી ખૂબી, આખાય કોયડાની ચાવી અહીં રહેલી છે. દિવ્ય અથવા લોકોત્તર માનવતાનું પ્રાગટ્ય એ ભલે ને ગમે તેટલો જબ્બર અથવા ચમત્કારિક બનાવ લાગે, તો પણ તે વ્યવહાર્ય અને વાસ્તવિક થઈ શકે તેમ છે કેમ કે કોઇ માનવની શક્તિવડે તે પ્રાગટ્ય થવાનું નથી, પણ ભગવાનની શક્તિ તેના પરમ પ્રભાવ, પ્રજ્ઞા અને પ્રેમ દ્વારા લોકોત્તર માનવતાના પ્રાગટ્ય માટે કાર્ય કરી રહેલ છે. સામાન્ય માનવપ્રકૃતિમાં તેને પવિત્ર કરવા માટે, તેનું રૂપાંતર કરવા માટે અને તેમાં વસવા માટે ભાગવત શક્તિનું અવતરણ થાય એ શ્રીઅરવિંદની યોગસાધનાનું સમગ્ર રહસ્ય છે. એ શક્તિ આગળ સાધકે શાંતિથી, સ્થિરતાથી, એના અવતરણ માટે આશા રાખીને, ઉત્કંઠાપૂર્ણ મુક્ત મનથી

તેને ઝીલવા તત્પર રહેવાનું છે. તેને પોતાને પોતાના સ્વતંત્ર અંગત પ્રયત્નો દ્વારા કાંઇ કાર્ય કરવાનું નથી પણ ભાગવત શક્તિને સાધકે પોતાની ચેતનાનું સમર્પણ કરીને તેના દ્વારા તમામ કાર્ય કરાવવાનું છે, અથવા કાર્ય થવા દેવાનું છે. ભૂતકાળની બીજી તમામ યોગ પદ્ધતિમાં યાને આધ્યાત્મિક સાધનામાં માનવ ચેતનાના ઊર્ધ્વારોહણની, આત્માની–ચેતનામાં તેના ઊર્ધ્વીકરણની–અને અંતે તેમાં થતા ચેતનાના મિલનની અને લયની કલ્પના કરવામાં આવી છે. ક્રિયાશીલ અને વિકાસોન્મુખ માનવસ્વભાવમાં આવી વસવા માટે ઈશ્વરી ચેતનાનું અવતરણ થાય, એ વાત કોઇએ વિચારી હોય તો પણ તે ભૂતકાળની સાધના કે યોગસિદ્ધિનું મુખ્ય ધ્યેય ન હતું. વળી અહીં ચેતનાના જે અવતરણની વાત કરી તે દિવ્ય ચેતનાનું અવતરણ નહિ,—કારણ કે દિવ્ય ચેતનાના ઘણા જુદા જુદા પ્રકારો છે,—પણ ઈશ્વરી સ્વયં ચેતનાના, પોતાની શક્તિ સહિત ઈશ્વરના જ અવતરણની વાત છે, કારણ કે આ યુગનું જે ઉત્ક્રાંતિ માર્ગે પરિવર્તન થઇ રહ્યું છે તે ભગવાનની શક્તિ પોતે જ સીધી રીતે સાધી રહેલ છે.

એ અવતરણનો અર્થ શો, તે શી રીતે થાય અને તે કેવી રીતે કાર્ય કરે, તેનું શું પરિણામ આવે એની વિગતોમાં ઊતરવાનો અહીં મારો હેતુ નથી. કારણ કે જે ક્રિયા થાય છે તે ખરેખર અવતરણ જ છે. દિવ્યપ્રકાશ પ્રથમ પહેલાં મનોમયભૂમિકામાં ઊતરે છે અને ત્યાં વિશુદ્ધિકરણનો આરંભ કરે છે,–જો કે એ દિવ્ય તત્ત્વને પ્રથમ સ્વીકારનાર અને દિવ્ય કાર્યને કબૂલ કરનાર તે તો અંતઃકરણ છે–પણ મન, એટલે કે ઊર્ધ્વ મન, એ સામાન્ય માનવચેતનાનું સર્વોચ્ચ બિન્દુ છે અને ઉપરથી ઊતરતા પ્રકાશને વધારે સરલતાથી અને ત્વરાથી તે ઝીલી શકે છે. મનોમય

ભૂમિકામાંથી લાગણીઓ અને વાસનાના, જીવન પ્રવૃત્તિ અને ક્રિયાશીલ દેહશક્તિના વધારે કઠિન વિસ્તારમાં એ પ્રકાશ રેલાય છે. છેવટે તે પ્રકાશ સ્થૂલ ભૂમિકામાં, સ્થૂલ દેહના કઠોર અંધારા ખડક જેવી પશુપ્રકૃતિમાં પ્રવેશે છે, કારણ કે તેને પણ પ્રકાશિત કરી દિવ્યજ્યોતિના જીવંતસ્વરૂપમાં તેનું રૂપાંતર કરવાનું છે. જેનું પ્રકાશરૂપે અવતરણ થાય છે તે ભાગવતશક્તિ કુશલ વિશ્વકર્મા જેવી છે, અને તે ધીમે ધીમે પણ નિશ્ચિત ગતિથી માનવસ્વભાવ અને માનવજીવન રૂપી અનેક ખંડો અને માળવાળા મહાલયનું ઈશ્વરી સત્યની સંપૂર્ણ લીલા અને તેના સર્વોચ્ચ આવિર્ભાવ રૂપે નિર્માણ કરી રહેલ છે. પણ આ વાતનું વધારે સ્પષ્ટીકરણ તો જ્યારે આપણે એ માર્ગના રહસ્યમાં કાંઇક અંશે પ્રવેશ પામ્યા હોઇએ અને સાધકની પ્રાથમિક આવશ્યકતાઓ પ્રાપ્ત કરી લીધી હોય ત્યારે જ થઇ શકે તેમ છે.

ઘણાખરા લોકોને ખાસ મૂંઝવતો બીજો એક પ્રશ્ન એ છે કે કયારે, કયા વખતે આ બધું થશે? ઈશ્વરી શક્તિનો આવિર્ભાવ આ સમયમાં જ થશે કે યુગાંતરો પછી? અથવા તો કોઇએ સરખામણી ખાતર કહેલું કે ખગોળશાસ્ત્રમાં જેમ સૂર્ય ભવિષ્યમાં ઠંડો થઇ જવાની વાત છે તેમ, એ વાતને લાખો વરસ વીતી જશે? કાર્યની મહત્તા જોતાં આપણે સહેતુક કહી શકીએ કે આપણી સામે આખી અનન્તતા છે; અને આવી સિદ્ધિ પાછળ સો બસો વરસ કે એકાદ યુગ વીતી જાય તો ફરિયાદ કરવી ન ઘટે, કારણ કે જેમાં ભૂતકાલના અનંત યુગોનું વિસર્જન કરી અપાર ભાવિનું નવનિર્માણ કરવાનું છે એ કામ કાંઈ નાનુંસૂનું નથી. છતાં પણ, આપણે કહ્યું તેમ, જ્યારે એ ઈશ્વરીશક્તિનું પોતાનું કાર્ય છે અને યોગ એ એવી સચોટ ક્રિયાપદ્ધતિ છે કે

જે વાતને એની મેળે થતાં વરસો લાગે તે યોગ દ્વારા એક ક્ષણમાં થઈ શકે છે, એટલે એ કાર્ય મોડું નહિ પણ વહેલું જ થશે એમ આપણે આશા રાખી શકીએ. અહીં જ અને આ જ યુગમાં એ સિદ્ધ કરવાનો આદર્શ છે, પૃથ્વી પરની આ જ પાર્થિવ સ્થિતિમાં, આ જ જીવનમાં, અને આ જ શરીરમાં; બીજે કયાંક કે ભાવિ જન્મમાં નહિ. તેને કેટલી વાર લાગશે તેનો તો ઘણી બાબતો પર આધાર રહે છે, પણ થોડા દસકા આમ કે તેમ; તેથી કાંઈ બહુ ફેર પડી જવાનો નથી.

આદર્શની સિદ્ધિ વિષે ફરીથી એટલું કહેવાનું રહે છે કે સિદ્ધિ કે સફળતા એ ધ્યાનમાં લેવાની મુખ્ય વસ્તુ નથી. આપણે સંખ્યા નહિ પણ સત્ત્વનો હિસાબ કરવાનો છે. મધ્યબિન્દુ ભલે નાનું એવું હોય તો પણ, જો તે સાચું જ હોય તો, આરંભ માટે તો તે પૂરતું છે.

स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् । અને કોઈને હજી શંકા થાય કે એની સાબિતી શી? શી ખબર કે આ બધી મૃગજળ પાછળ દોડાદોડ નહિ હોય? તો આપણે પેલી જૂની કહેવતમાં જ તેનો જવાબ આપીશું, કે 'મીઠાઈના સ્વાદની વળી સાબિતી શી? ચાખો એટલે ખબર પડે!'

## ( 3 )

આ લેખના મથાળા વિષે ખુલાસારૂપે છેલ્લે બે શબ્દો હું ઉમેરીશ. વખતે કોઈ પૂછે કે આધ્યાત્મિકતાને વળી કલા કેમ કહી શકાય? કલાના સામ્રાજ્યમાં તેને આવો ઉચ્ચ અધિકાર કેમ આપી દેવાય?

અમુક દૃષ્ટિથી, આંતરિક-વાસ્તવિકતાઓના-દૃષ્ટિબિન્દુથી જોતાં એમ લાગશે જ કે આધ્યાત્મિકતા એ જો સર્વોચ્ચ કલા ન હોય તો પણ તેજ સર્વ કલાનો આધાર છે. અંતર્ગત રહસ્યનો આવિષ્કાર એ જો કલાનો અર્થ થાય છે અને દરેકમાં દિવ્યતત્ત્વ એ જ સાચું અંતર્ગત રહસ્ય છે તો ખરેખર આધ્યાત્મિકતાને, દિવ્ય આત્મા સાથેનો જાગ્રત પરિચય પામવાની સાધનાને કલાના રાજદરબારમાં સિંહાસનપદે સ્થાપવી જોઇએ. વળી તમામ કલામાં આધ્યાત્મિકતા એ સર્વોત્તમ અને અતિ દુઃસાધ્ય કલા છે, કારણકે એ જીવનની કલા છે. જીવનને સર્વાંગસંપૂર્ણ સૌંદર્યકૃતિ જેવું-એકેએક રેખામાં સંપૂર્ણ, સુસંવાદ ભરેલું, શક્તિસંપન્ન, પ્રકાશથી સમુજ્જ્વલ, આનંદથી ઊછળતું-દિવ્યતાની સાક્ષાત મૂર્તિ સમું બનાવવું એ આધ્યાત્મિકતાનો ઉચ્ચતમ આદર્શ છે. એ રીતે જોઇએ તો આધ્યાત્મિકતા-જેની શ્રીઅરવિંદ સાધના કરી રહ્યા છે એ આધ્યાત્મિકતા-એ કલાસર્જનનું સર્વોચ્ચ શિખર છે.

# પ્રકૃતિનો સ્વયં યોગ

## ( ૧ )

**શ્રી અરવિંદનો** યોગ તે પ્રકૃતિના સ્વયં યોગના માર્ગની જ લીટીમાં જ છે. પ્રકૃતિને તેનો પોતાનો યોગ છે જેને તે અમોઘ અને અનિવાર્ય રીતે અનુસરી રહી છે, કારણ કે તે યોગ પ્રકૃતિના અસ્તિત્વનો અંતર્તમ નિયમ છે. ટૂંકમાં, યોગ એટલે ચેતનાનું રૂપાંતર, ચેતનાને વધારે ઉચ્ચ, અને વધારે વિશાળ ભૂમિકાએ લઈ જવી તે. અને તે પરિવર્તન ઉચ્ચતર અને વધારે વિશાળ ચેતના સાથેના સહચાર, મિલન કે તન્મયતા દ્વારા સિદ્ધ થઈ શકે છે.

પ્રકૃતિમાં થતી ચેતનાના વિકાસની આ ક્રિયાને આપણે ઉત્ક્રાન્તિને નામે ઓળખીએ છીએ. પ્રકૃતિની દૃશ્યમાન ક્રિયામાં અત્યાર સુધી આવરણ પાછળ ગુપ્ત રહેલા ચેતનાના વધારે ને વધારે ઊર્ધ્વ તત્ત્વનો પાર્થિવ ચેતનામાં એક સક્રિય બળ તરીકે આવિર્ભાવ અને સ્થાપના તે ઉત્ક્રાન્તિ. આમ ઉત્ક્રાન્તિની પ્રથમ ભૂમિકા તે અચેતન વસ્તુ, નિર્જીવ સ્થૂલ તત્ત્વોની સ્થિતિ છે. વનસ્પતિની અર્ધજાગૃત અવસ્થા તે તેની દ્વિતીય ભૂમિકા છે.

પ્રાણીસૃષ્ટિની જાગ્રત ચેતનાવસ્થા તે તેની ત્રીજી ભૂમિકા અને છેવટે ચોથી ભૂમિકા તે આપણી વર્તમાન માનવતા એટલે કે દેહધારી આત્મજાગૃત ચેતનાની સ્થિતિ.

મનુષ્યજીવનની ઉત્પત્તિ થવાથી ઉત્ક્રાન્તિના ક્રમનો કાંઈ અંત આવી ગયો નથી, અને શ્રીઅરવિંદ કહે છે કે હવે પછીની ભૂમિકા જે પ્રકૃતિએ કલ્પી છે અને જેને સર્જવા અને સ્થાપિત કરવા પ્રકૃતિ મથી રહેલ છે તે વધારે ઉચ્ચ પ્રકારનું એવું દિવ્ય માનવતા કે અતિમાનવતાનું સર્જન છે. આપણે જેને પરાચેતના તરીકે ઓળખીએ છીએ તેને પ્રકૃતિ એમાં મૂર્ત કરવા મથે છે. આ નવાં સર્જનનું બંધારણ અને તેનો સ્વભાવ ચેતનાના– આધ્યાત્મિક તત્ત્વ–દ્વારા નિર્ણિત થનાર છે; માનવમાં આજે મૂર્ત થયેલ મનોમય શક્તિથી તે તત્ત્વ પર છે. તેને અધિમાનસ યાને વિજ્ઞાન કહી શકાય.

ઉત્ક્રાન્તિમૂલક ચેતનામાં મનોમય ચેતનાને છેલ્લી ભૂમિકા તરીકે ગણવામાં આવી છે. માનવમાં વિકસિત મન તે પ્રકૃતિએ રચેલું અને વ્યવસ્થિત કરેલું સર્વોચ્ચ કરણ છે જેનાવડે આત્મજાગૃત મનુષ્ય પોતાને વ્યક્ત કરી શકે છે. તેથી બુદ્ધ કહી ગયા છે કે "મન એ સૌથી પ્રથમ તત્ત્વ છે, મન એ સર્વમાં ઉચ્ચતમ તત્ત્વ છે. ખરેખર, સર્વ તત્ત્વનું મૌલિક તત્ત્વ મન છે." मनो पुवंगम धम्म । પૃથ્વી પરના જીવનમાં મનથી કોઈ વધારે ઊર્ધ્વ ચેતનાને સબળ અને ક્રિયાશીલ શક્તિ તરીકે હજી સ્વીકારવામાં આવેલ નથી. સંતો અને દ્રષ્ટાઓએ વિવિધ અંશે અને વિવિધ રીતે તેમાં પ્રવેશ કર્યો છે અથવા તો તેઓ તેની કાંઈક ઝાંખી પામ્યા છે. કવિઓ અને કલાકારોની સર્જનાત્મક પ્રવૃત્તિઓમાં

કે શૂરવીરો અને કર્મવીર મહાપુરુષોની ઉચ્ચ અને પવિત્ર આકાંક્ષાઓમાં એ ઊર્ધ્વ ચેતનાએ પોતાનો ગૌણ પ્રકાશ પાથર્યો છે. પરંતુ એ રસ્તે આધ્યાત્મિક સાધનાને પરિણામે પ્રત્યક્ષ થયેલ ઉચ્ચતમ અવસ્થા, એ દિશામાં ઊંચામાં ઊંચી જે વસ્તુ પ્રાપ્ત થઇ છે તે પ્રાપ્ત કરવા માટે ઉત્ક્રાન્તિના ક્રમમાંથી ખસી જઇને તેનાથી પર એવી અક્રિય આત્માવસ્થામાં — આત્મામાં, બ્રહ્મમાં, સચ્ચિદાનંદમાં, નિર્વાણમાં — एकम् एवम् अद्वितीयम्, અનાદિ શૂન્યમાં — ભળી જઇ તેમાં લીન થઇ જવાનું હોય છે.

આ સ્થિર અક્રિય પરમ પરવાસ્તવતાની સાથે આપણો પ્રથમ પરિચય ઊર્ધ્વ મનની ભૂમિકા દ્વારા થાય છે. તેની સાથે વધારે નિકટનો અને પરોક્ષ સંબંધ એવી ભૂમિકા દ્વારા સ્થાપિત થાય છે જે મનોમય ભૂમિકાથી ઉપર રહેલ છે. – જેને શ્રીઅરવિંદ અધિમાનસ કહે છે. – માણસને તેની અહંચેતના મન, દેહ કે જીવનની બાહ્ય અને સાંકડી મર્યાદામાં પૂરી રાખે છે. એ અહંચેતનાને અધિમાનસ ઓગાળી નાખે છે અથવા તેને વટાવી જાય છે. અનંત બ્રહ્માંડ વ્યાપી ભાગવત શક્તિ અને તેના સંખ્યાતીત સ્વરૂપો ધારણ કરતા સંખ્યાતીત બળોનું, વિશ્વની ચેતનાશક્તિનું આ અધિમાનસ દર્શન કરાવે છે. સૃષ્ટિનું અસ્તિત્વ ત્યાં એક અચલ વાસ્તવિકતાના મુખ પરથી વારે વારે સરી જતા આચ્છાદનની લીલા જેવું, નિરંતર ચાલતી સર્જન અને વિનાશની રહસ્યભરી પરંપરા જેવું દેખાય છે – ગીતામાં અર્જુનને અભિભૂત કરી નાખનાર જે વિરાટ દર્શન શ્રીકૃષ્ણે આપેલું તે આ. આ વિશ્વચેતના સૌથી પ્રથમ અને પ્રબળ અનુભવ કરાવે છે તે જગતના સમસ્ત પ્રવાહની અત્યંત સાપેક્ષતાનો, તેની દૈવાધીનતાનો, તેની ચંચલતાનો અનુભવ છે. પરિણામે સ્વાભાવિક રીતે જ કોઇ નિત્ય સ્થાયી તત્ત્વમાં, અનિર્વચનીય

કેવલતામાં આશ્રય શોધવાની જરૂર અનિવાર્ય લાગે છે.

ઉચ્ચમાં ઉચ્ચ આધ્યાત્મિક સાધના અને મનુષ્યચેતનાની મહત્તમ આકાંક્ષાએ જે પ્રાપ્ત કરવા પ્રયત્ન કર્યો છે તેમાં અત્યાર સુધી આ સર્વોચ્ચ પરિણતિ, પરમ ધ્યેય મનાય છે. પરંતુ આ દૃષ્ટિએ દુનિયા કે સૃષ્ટિ કે પ્રકૃતિ એ મૂળ તો અવિદ્યાની, માયાની ઉત્પત્તિ છે એમ ગણાવા લાગ્યું. અજ્ઞાન, દુઃખ, નિર્બળતા અને મૃત્યુ એ પાર્થિવ વસ્તુઓનો સ્વભાવ જ છે એમ કહેવામાં આવ્યું. જે પ્રકાશ ઊર્ધ્વમાં વસે છે તેનાં થોડાં કિરણો થોડા સમય માટે દુનિયાનો અંધકાર દૂર કરવા માટે મેળવી શકાય, પણ એ અંધકારનો સદંતર નાશ કે પરિવર્તન તો ન જ થાય. પૂર્ણ જ્યોતિર્મય જીવન જીવવા માટે, ને જ્યોતિર્મય બની જવા માટે તો આ દુનિયા છોડયે જ છૂટકો. આધ્યાત્મિક અનુભવો અને અભીપ્સાના આ સિવાય બીજા પ્રકારો ન હતા એમ નહિ, પણ બાકીના બીજા સ્વરોને ડૂબાડી દઈને એ સૂર સર્વદા પ્રધાન સૂર રહ્યો છે એવા પ્રકાર વિષે આપણે વિચાર કરીએ છીએ.

પરંતુ અધિમાનસની આરંભિક ભ્રામક માયા ચેતનાની અનુભૂતિ સ્થિર નિષ્ક્રિય બ્રહ્મચેતના અથવા માત્ર શૂન્ય તરફ જ દોરી જાય એવું કાંઈ નથી. ખરું કહીએ તો, ચેતનાની આ વિશિષ્ટ અનુભૂતિમાં બંને વચ્ચે, માયા અને બ્રહ્મ વચ્ચે, અંતર રહેલું — જણાય — છે, અને જાણે કે કોઈ પણ રીતે એકમાંથી કૂદીને બીજામાં પહોંચવાનું હોય છે. શ્રીઅરવિંદના યોગમાં અતિમાનસ એટલે વિજ્ઞાનનું તત્ત્વ — અધિમાનસની — પેઠે અને ઉચ્ચતમ માનસિક બુદ્ધિશક્તિની પેઠે જ્ઞાનમાં સંયોગીકરણ કે વિભાગીકરણ કરનાર નહિ પણ પૂરેપૂરી વિવિધતામાં યે અનિવાર્ય રીતે અદ્વૈત સાધનાર

એવાં એ તત્ત્વવડે—તે અંતર પૂરાઇ જાય છે.[1]

અતિમાનસ એ અક્રિય તેમજ ક્રિયાશીલ, એવી સ્વયંભૂ અને સર્જનાત્મક સત્ચેતના છે. વિજ્ઞાનમાં બ્રહ્મની ચેતના, સત્ ચિત્—આનંદ, સદા જાગ્રત હોય છે; સર્જનની લીલા માટે તે નિરંતર મૌલિક સત્યશક્તિઓ તથા સત્યરૂપોમાં મૂર્ત થાય છે અને પ્રાગટ્ય પામે છે. એ એવી ભૂમિકા છે જ્યાં એક અનેક રૂપ થાય છે અને છતાં અનેક તે એક જ રહે છે, અનેકનો પ્રત્યેક પોતે એકનો વિશિષ્ટ આવિર્ભાવ—ની વિશિષ્ટ અભિવ્યક્તિ છે એમ અનુભવે છે. ઉત્ક્રાન્તિને પામતા જીવનનાં વ્યક્તિકરણોનાં દિવ્ય નામો અને રૂપો, એટલે કે આધ્યાત્મિક મૂળ રૂપો તે વિકસાવે છે.

ઉપનિષદોમાં આધ્યાત્મિક ચેતનાના સૂર્યમાર્ગ અને ચંદ્રમાર્ગ એવા બે માર્ગોનો ઉલ્લેખ છે. કદાચ તેનો આ બે માર્ગ સાથે સંબંધ હશે—એક જે ઊર્ધ્વમનની માયા—ચેતનામાં થઇને શાશ્વત શાંતિમાં, આનંદમય શૂન્યતામાં પ્રવેશે છે અને બીજો

---

[1] અતિમાનસ યાને વિજ્ઞાન એ માત્ર સમન્વય કરનાર નથી. અતિમાનસ એ જ્યાં તેને અધિમાનસનાં તત્ત્વો તૈયાર કરવાનાં છે તેવી નિમ્ન ભૂમિકામાં સંયોગીકરણનું કાર્ય કરે છે. જ્યાં પૃથક્કરણ થઈ ચૂક્યું હોય, દરેક વસ્તુને છૂટી પાડવામાં આવી હોય, અને એ સર્વને પાછી એકઠી કરવાની હોય ત્યાં જ માત્ર સંયોગીકરણની જરૂર રહે છે. પણ વિજ્ઞાન તો અદ્વૈતમય છે. તે કદી વિભક્ત થયેલ નથી. તેથી છૂટા ટૂકડાઓ અને વિભાગોને એકઠા કરીને એક કરવાનું તેને હોતું નથી. તે તો સચેતન અનેકને સચેતન એકમાં હંમેશ ધારણ કરે છે. —શ્રીઅરવિંદ

એથી યે ઊંચે આગળ વધીને છે સૌર સ્થિતિને – તરફ – એટલે કે અનંત ઉલ્લાસ અને જ્યોતિનો મહાસાગર હોઈ જે વળી સર્જનાત્મક ઋત-ચેતના રૂપે આવિર્ભાવ પામી શકે છે, મૂર્ત થઈ શકે છે, તેને પ્રાપ્ત કરે છે.

અતિમાનસમાં પદાર્થો તેમની સંપૂર્ણ આધ્યાત્મિક વાસ્તવિકતામાં અસ્તિત્વ ધરાવે છે. પ્રત્યેક પદાર્થમાં – તેની સચેતન પરાત્પરતાનો નિષ્કર્ષ – દિવ્ય વાસ્તવિકતારૂપે તેની પરમ સત્ત્વમયતામાં, વિશ્વવ્યાપી વિસ્તારરૂપે, અને આધ્યાત્મિક વ્યક્તિતારૂપે વિસ્તરી રહે છે. આવિર્ભાવ પામેલા અસ્તિત્વનું વૈવિધ્ય તેમાં છે, પણ પરસ્પર નિષેધક પૃથગ્ભાવ હજી તેમાં જાગૃત થયો નથી હોતો. પૃથગ્ભાવની ગ્રંથિ, અહમ્ એ નિવર્તનની ક્રિયાની તે પછીની અને નિમ્નતર ભૂમિકામાં આવે છે. અહીં અતિ-માનસમાં તો અસ્તિત્વના એક સનાતન સત્યના વ્યક્તિત્વદાયક કેન્દ્રોની અવિભાજ્ય ગ્રંથિ હોય છે. જ્યાં અતિ-માનસ અને અધિ-માનસ મળી જાય છે ત્યાં આપણે જુદા જુદા અનેક દેવતાઓ જોઈ શકીએ છીએ. એ દરેક પોતાનાં સત્ય, પોતાનું સૌન્દર્ય, પોતાની શક્તિથી જુદા પડી આવે છે છતાં એ સર્વ મળીને અનંત રીતે સંયુક્ત અને અવિચ્છેદ્ય રીતે અખંડ એવી એક પરમ ચેતના બની રહે છે. પરંતુ વિજ્ઞાનમાં પણ વિજ્ઞાન તરફ પાછી દૃષ્ટિ કરતાં ત્યાં આપણે કાંઈક વધારે જોઈએ છીએ – તે એ કે એકતા અનેક-વિધતાને પોતાનામાં સમાવી રહી છે અને છતાં એકતા વિવિધતાનો નાશ કરતી નથી, પરંતુ અવિદ્યાના આરંભરૂપ જે જુદાપણાની વૃત્તિનો છે, પૃથગ્ભાવનો અવરોધ કરી રહી છે, તેને લોપી રહી છે. ભ્રામક અનુભવનો પ્રથમ પડછાયો, અવિદ્યાની ક્રિયાની પ્રથમ સંભાવ્યતા ત્યારે આવે છે જ્યારે વિજ્ઞાનનો પ્રકાશ મનોમય ભૂમિકાની

ઉપચ્છાયામાં પ્રવેશ કરે છે વિજ્ઞાનની ગતિ એટલે અડચણરહિત ઋજુ, સ્થિર, અચલ અને કેવળ એવી જ્યોતિની, વિના અંધકારની ગતિ. અહીં શક્તિ તાત્ત્વિક અને નિર્મળ સત્યના જુદા જુદા માર્ગોમાં નહિ પણ વાસ્તવિકતાની એકતામાં વિવિધતાને ધારણ કરે છે અને તેમાં વસે છે; તેની આગળ ગતિ એટલે પ્રત્યેક અસ્ખલિત સત્ય અન્ય સર્વેમાં પ્રવેશ પામીને અને તેને સમર્થિત કરીને પોતાનો અપરિહાર્ય વિકાસ સાધે તે ક્રિયા. અને તેથી તેના સર્જનમાં, તેની લીલામાં કે ક્રિયામાં કોઈ વિઘ્ન, કોઈ અડચણ, કોઇ પ્રકારની મૂંઝવણ કે વિમાર્ગગમન આવી શકતાં નથી. કારણ કે પ્રત્યેક સત્ય અન્ય સર્વ સત્યો પર અવલંબે છે અને જીવનની બીજી શક્તિઓથી દૂર ન જતાં કે તેમની સાથે હરીફાઈ ન કરતાં સર્વેમાં સંવાદિતા પૂરનાર એવા કોઇ-પરમસત્યના-ઉપર પ્રત્યેક સત્ય અવલંબે છે. અધિમાનસમાં વિવિધગામી સંભાવ્યતાઓની લીલાનો પ્રારંભ થાય છે-વિજ્ઞાનમય ચેતનાની સાદી, પરોક્ષ, અવિભક્ત, નિર્મળ નિશ્ચિતતા જાણે કે એક ડગલું પાછી હઠે છે અને પ્રથમ વિભક્ત લક્ષણોવાળાં અને પછી સામસામા અને વિરોધાત્મક બળોની ક્રિયા-પ્રતિક્રિયા દ્વારા કાર્ય કરવા લાગે છે. અધિ-માનસમાં જે સચેતન એકતા હોય છે તે તેના ઊંડાણમાં-રહેલી હોય છે, અને તે છતાં તે એકતાની પ્રત્યેક શક્તિ, પ્રત્યેક સત્ય અને પ્રત્યેક અંશને જાણે કે તે સ્વસંપૂર્ણ હોય અને બીજી શક્તિઓ જાણે કે તેના વિકાસ માટે ઉપયોગી હોય તે રીતે તેની શક્યતાઓ સિદ્ધ કરવાને પ્રોત્સાહિત કરવામાં આવે છે. અંતે અધિમાનસ નીચેની વધારે સ્થૂલ અને અંધકારમય ભૂમિકામાં એ જ ક્રિયા આંધળા વિરોધમાં અને દેખીતી રીતે જેમાંથી ભાગ્યે જ બચી શકાય તેવા સંગ્રામમાં પરિણમે છે. સર્જન અથવા આવિ-

ર્ભાવનો અર્થ એ કે પરમ પુરુષની શક્તિઓનું સંયુક્ત વિવિધતાની લીલામાં ઘનીકરણ અથવા અપક્રાન્તિ. પણ જે માર્ગે એ ક્રિયા સ્થૂલ પદાર્થતત્ત્વમાં પરિણમે છે તેમાં વધુ અને વધુ અસ્પષ્ટ બળો અને રૂપોમાં તે પ્રવેશે છે અને અંતે દિવ્યચેતનાનો પરમ પ્રકાશ લગભગ અદૃશ્ય બની જાય છે. જેમ જેમ સૃષ્ટિ અવિદ્યા પ્રત્યે અવરોહણ કરે છે તેમ તેમ પ્રાણ આત્મતત્ત્વમાં તિરોભૂત થાય છે. ઉત્ક્રાન્તિ એ રીતે ઊર્ધ્વ પ્રત્યે પાછા જવાની ક્રિયા છે, સ્થૂલની—જડતત્ત્વમાંથી—ચેતના તરફની પુનર્યાત્રા છે. તે ચેતનના ધીમા આવિર્ભાવ અને ચેતનનો ક્રમવાર સ્ફોટ અને મુક્તિની ક્રિયા. જાગૃતિની પરંપરા દ્વારા અંતસ્થ ચેતનાનું એ પ્રાગટ્ય અને ઊર્ધ્વગમન છે જડતત્ત્વ પ્રાણમાં જાગે છે, પ્રાણ મનોમય ભૂમિકાને પામે છે, અને મન મનોમય ભૂમિકાથી પર એવી દિવ્ય ચેતનાને પામવા, સચેતન આત્મતત્ત્વરૂપ થવા મથી રહ્યું છે.

અવિદ્યા કે અજ્ઞાનની ક્રિયાનું પ્રત્યક્ષ પરિણામ તો ચેતનનો વધતો જતો અસ્વીકાર રહેલ છે, પણ તેનું ગુપ્ત ધ્યેય તો છે અંતે સ્થૂલમાં ચેતનને મૂર્ત કરવાનું, અહીંના વિશ્વવ્યાપ્ત સ્થલ-કાલમાં અનાદ્યનન્ત વાસ્તવિકતાની ભવ્યતાને વ્યક્ત કરવાનું. સ્થૂલ શરીર અસ્તિત્વમાં આવવાની સાથે જ, અપરિહાર્ય રીતે મર્ત્યતા અસ્તિત્વમાં આવી. જાણે કે મર્ત્યતામાંથી જ તેની ઉત્પત્તિ થઇ હોય એમ બાહ્ય દૃષ્ટિને લાગ્યું તે એવા હેતુથી કે મર્ત્યતાના જ આ ક્ષેત્ર અને રૂપમાં અમરતા, સનાતન પરાચેતના કે જે કાલમાં તેમ જ તેની પાછળ રહેલું ગુપ્ત સત્ય અને વાસ્તવિકતા છે તે સ્થાપન થાય. અથવા તો એ પરાચેતના સ્થિર નિષ્ક્રિય, ચેતનાના એકના એક પ્રકારમાં અત્યારે—પણ—વિશ્વની લીલા પાછળ કાર્ય કરી રહેલ છે તેવી રીતે નહિ, પરંતુ એ લીલાની જ અંદર અને પાર્થિવ જીવનના વિવિધ પ્રકારોમાં પોતાને પ્રાપ્ત કરે.

## ( ૨ )

મેં કહ્યું તેમ ઉત્ક્રાન્તિનું રહસ્ય એટલે દેખીતી જડતામાંથી ચેતનાની મુક્તિ અને પ્રાગટ્ય માટેની ઝંખના. પ્રાથમિક ભૂમિકામાં એ ક્રિયા બહુ ધીમી અને ક્રમવાર હોય છે. પ્રકૃતિની એ મૂળ અજાગૃત ક્રિયા છે. મનુષ્યમાં તે જાગૃતિની સંભાવ્યતા પ્રાપ્ત કરે છે અને તેથી પ્રકૃતિની એ ક્રિયા વધારે ત્વરિત અને એકાગ્ર બને છે. અને યોગનું આ જ કાર્ય છે. માનવની આત્મજાગૃત ઇચ્છાશક્તિ દ્વારા પ્રકૃતિની ક્રિયાને વેગ આપીને ચેતનાની ઉત્ક્રાન્તિ સાધવી તેનું નામ યોગ.

આ વધારે ગતિશીલ બનેલ યોગક્રિયાના અસરકારક કરણ બનવા માટે મનુષ્યમાં એક સાધનનો ખાસ વિકાસ થયો છે. આત્મભાન જેને મેં મનુષ્યનું વિશિષ્ટ લક્ષણ કહ્યું તે આ સાધનનું કાર્ય છે. એ સાધન તે મનુષ્યનો પ્રાણ, તેની આધ્યાત્મિક ચેતના છે. મૂળ તો એ દિવ્યચેતનાનો તણખો છે જેણે નીચે આવીને સ્થૂલમાં વાસ કર્યો અને ત્યારથી જે ઉત્ક્રાન્તિના ઉન્મુખ માર્ગ-દ્વારા મુક્ત થવા પ્રયત્ન કરી રહેલ છે. ઉત્ક્રાન્તિની ક્રિયામાં પ્રેરણા-બળ તરીકે તે સતત રીતે દબાણ કર્યાં કરે છે. માનવમાં તેણે પૂરા પ્રમાણમાં વિકાસ અને શક્તિ પ્રાપ્ત કરેલ છે અને પડદા પાછળથી તે એટલે સુધી આગળ આવેલ છે કે હવે તે માનવની બાહ્યચેતનાને દોરી શકે અને તેને આકાર આપી શકે. વળી તે એવો માર્ગ પણ છે જેમાં થઇને દિવ્યચેતનાનો પ્રવાહ માનવ-પ્રકૃતિના નિમ્ન સ્તરો સુધી વહી આવી શકે. તે ઉપનિષદોમાં વર્ણવેલ — अंगुष्ठमात्रको भूत्वा अन्तः शरीरे निवसति, — અંગુઠા જેવડો બનીને અંતઃકરણમાં વાસ કરનાર આત્મા છે. વળી સાચા

વ્યક્તિત્વનો અને અંગત એકરૂપતાનો તે આધાર છે. ઉત્ક્રાન્તિમય પ્રકૃતિમાં તે આપણી જાતનું, જીવાત્માનું પ્રતિબિંબ અથવા આવિર્ભાવ છે. અને ખાસ તો, ભગવાનની સાથે યુક્ત છતાં તેમાં મળી જઈને તદ્રૂપ બની ગયેલ નહિ એવો તે ભગવાનનો અંશ છે. એ રીતે આત્માનો એક તરફ ભગવાન અને પરાચેતના સાથે પરોક્ષ રીતે સંબંધ છે જ્યારે બીજી તરફ એ નિમ્નચેતનાનો ગુપ્ત રહેલો આધાર અને નિયંત્રણ કરનાર, ભર્તા અને અંતર્યામી છે. એ અંતર્હિત મધ્યબિન્દુ છે જેની આસપાસ વ્યક્તિનો દેહ, તેનું જીવન અને મન રચાય છે અને વ્યવસ્થિત બને છે.

વ્યક્તિમાં આ આધ્યાત્મિક ચેતનાનું ભાન જાગ્રત થાય ત્યારે યોગનું પહેલું નિશ્ચિત પગલું ભરાયું કહેવાય. અથવા બીજી રીતે જોઈએ તો આધ્યાત્મિક ચેતના આગળ આવે અને બાહ્ય જીવનનો કબજો લે, મન, જીવન ને દેહની પ્રવૃત્તિઓને તે અસર કરવા અને પ્રેરવા લાગે, અને અવિદ્યા પ્રકૃતિનાં સામાન્ય વર્તુલોમાંથી ધીરે ધીરે તેમને મુક્ત કરવા લાગે ત્યારે યોગનું પ્રથમ નિશ્ચિત પગલું ભરાયું કહેવાય. મેં કહ્યું તેમ, આધ્યાત્મિક ચેતનાની, પ્રાણની જાગ્રતિ એટલે નીચેની ત્રિવિધ ભૂમિકામાં રહેલી નિમ્ન પ્રકૃતિનાં બંધનો અને અંધકારમાંથી તેની પાછળ કે દૂરની જે ભૂમિકા રહેલી છે તેમાં ચેતના ઊર્ધ્વગામી બને અને તે મુક્તિ મેળવે એટલું જ નહિ; એનો અર્થ એ કે એ ગભીર અને ઊર્ધ્વ ચેતના નીચેની ભૂમિકામાં પાછી આવે અને પરિણામે નિમ્ન ભૂમિકાનો પુનરુદ્ધાર કરે, તેને પવિત્ર બનાવે, તેને પ્રકાશ અર્પે. છેવટે જ્યારે આધ્યાત્મિક ચેતના પૂરેપૂરી બળવાન અને શ્રદ્ધાપૂર્ણ બને ત્યારે તે પરોક્ષ વિજ્ઞાનમય ચેતનાનું વાહન બની શકે. ત્યારે એ વિજ્ઞાનમય ચેતના બાહ્ય પ્રકૃતિનું સમગ્ર પરિવર્તન સંપૂર્ણ

રીતે સરલતાથી સાધી શકે, બાહ્ય પ્રકૃતિનું રૂપાંતર કરી તેને ઋતચેતનાનું સંપૂર્ણ મૂર્તસ્વરૂપ બનાવે, તેને દિવ્યતા અર્પે.

સામાન્ય માનવ-પ્રકૃતિના પરિવર્તનનું, તેનો ત્યાગ કે વિનાશ નહિ, પણ તેના પરિવર્તનનું આ રહસ્ય છે. પ્રથમ તો માનવ-પ્રકૃતિને પ્રાણમય બનાવવી તે, એટલે કે તે આધ્યાત્મિક ચેતના સાથે સંસ્પર્શમાં, તેની સાથે એકરૂપતામાં ક્રિયા કરે અને જીવન જીવે. બીજું આત્મા દ્વારા અને આત્માધીન બનેલા મન જીવન અને દેહ દ્વારા વિજ્ઞાનમય ચેતના સામે ખુલ્લા થવું, જેથી તેનુ અહીં અવતરણ થાય અને તે કાર્ય કરે અને સિદ્ધિ મેળવે.

વિજ્ઞાનમય ચેતનામાં માનવનો આત્મા અથવા તેનું સાચું અસ્તિત્વ ઉચ્ચતાને પામે; અને તેજ વખતે દિવ્યતાને પામેલ એવો તેનો દેહ, તેનું મન અને તેનું જીવન ભગવાનની ઇચ્છા-શક્તિ અને ધ્યેયના મૂર્તસ્વરૂપ અને આવિર્ભાવના માર્ગ અને સાધન તરીકે આગળ આવે – આ આદર્શ અત્યારે તેના ઉત્ક્રાન્તિના માર્ગ દ્વારા સિદ્ધ કરવા પ્રકૃતિ મથી રહેલ છે. આ પ્રયત્ન માટે અત્યારે માનવને સાદ પાડવામાં આવ્યો છે કે જેથી તેનામાં અને તેની દ્વારા જે ઉન્નતિકરણ અને રૂપાંતરનું નિર્માણ થયેલું છે તે સિદ્ધ થઇ શકે.

આ દિવ્યતાને પામેલ માનવ બાહ્ય રીતે કેવો હશે તેની વિગતોની કલ્પના કરવી, તે કેમ વર્તન કરશે, કેવું જીવન જીવશે, અર્જુને પૂછ્યું હતું તેમ किम् आसीत व्रजेत किम्, અથવા તો નવી માનવતાનું સામાજિક જીવન કેવું હશે અથવા તેની સમાજ-રચનાની કેવી ભાત હશે તેનો અત્યારે ખ્યાલ કરવો એ સહેલું પણ નથી તેમ એ આવશ્યક પણ નથી. કારણ કે જે બની રહ્યું

છે તે જીવંત ક્રિયા છે. સમગ્ર વિકાસ છે. આપણે જાણેલાં તથા આપણાથી અજાણ્યાં એવાં અસંખ્ય બળો અને સંજોગોની ક્રિયા અને પ્રતિક્રિયા દ્વારા તે વધારે ને વધારે વિશાળ બન્યે જાય છે. તેના અંતિમ પરિણામની ચોક્કસ આકૃતિ કેવી હશે તેની આગાહી નિશ્ચિત રીતે આપી ન શકાય. પણ જે શક્તિ કાર્ય કરી રહી છે તે સર્વદર્શી છે. પ્રકાશના નિવાસસ્થાન સમા વિજ્ઞાનમાં—સ્વે ધામે ત્યાં જે સત્ય અને સંવાદિતાનો અલંઘ્ય નિયમ કાર્ય કરી રહેલ છે તે મુજબ અને તેના બળે એ શક્તિ સ્થૂલ તત્ત્વોમાંથી પસંદગી કરી રહી છે; કોઈને તે પડતાં મૂકે છે, કોઈને સુધારે છે, કોઈના નવા ઘાટ ઘડે છે; તે નવાં તત્ત્વો સરજે છે, તેમનું સંયોજન કરી રહેલ છે.

એ વસ્તુનો ખ્યાલ રાખવાનો છે કે જેમ મન એ ઉત્ક્રાન્તિના ક્રમની છેલ્લી મર્યાદા નથી તેમ ઉત્ક્રાન્તિનો વિકાસક્રમ વિજ્ઞાનના આવિર્ભાવ અને મૂર્તસ્વરૂપ પછી અટકી જવાનો નથી. તેથી આગળ પણ બીજા વધારે મહાન નિયમો કાર્ય કરી રહ્યા છે અને તે પણ કદાચ પૃથ્વી પર આવિર્ભાવ માટે રાહ જોઈ રહ્યા હોય. સૃજન જેમ અનાદિ તેમજ અનંત છે. અનંતતાના રહસ્યોનાં પ્રાગટ્યની એ સનાતન ક્રિયા છે. માત્ર એટલું કહી શકાય કે વિજ્ઞાન સાથે સૃષ્ટિ અસ્તિત્વની એક જુદી ભૂમિકામાં પ્રવેશે છે. તે પહેલાં સૃષ્ટિમાં અવિદ્યાનું સામ્રાજ્ય હતું, હવે પછી ત્યાં જ્ઞાન અને પ્રકાશનું સામ્રાજ્ય થશે. અત્યાર સુધી પૃથ્વી પર મર્ત્યતા એ જીવનનો નિયામક સિદ્ધાંત હતો. હવે અમરતાનું જ્ઞાન તેનું સ્થાન લેશે. ઉત્ક્રાન્તિએ સંઘર્ષણ અને વેદના વચ્ચેથી માર્ગ કાપ્યો છે; હવે પછી તે સ્વતઃપ્રવર્તિત સુસંવાદી અને આનંદપૂર્ણ વિકાસરૂપ થશે.

હવે ઉત્ક્રાન્તિની વર્તમાન ભૂમિકા તેની સંપૂર્ણતા માટે કેટલો સમય લેશે તેનો વિચાર કરીએ તો એટલું કહી શકાય કે જ્યારે વિશિષ્ટ અભીપ્સા અત્યારે આવિર્ભાવ પામી છે અને આગળ તરી આવી છે ત્યારે એ વસ્તુ બતાવે છે કે આ પ્રશ્ન તે વાસ્તવિક પ્રશ્ન બન્યો છે અને તેનો તાત્કાલિક ઉકેલ કર્યા વગર હવે ચાલે તેમ નથી એમ સમજીને જ તેની પાછળ પડવાનું છે. આપણે કહ્યું તેમ માનવમાં મનુષ્યની આત્મચેતના અથવા તેના પ્રાણમય જીવનની ચેતનાના વાહન દ્વારા ઉત્ક્રાન્તિએ યોગની ત્વરિત અને એકાગ્ર ક્રિયા માટે શક્તિ પ્રાપ્ત કરી છે એ વાહન જેમ જેમ વિકાસ પામશે, તેની શક્તિ વધતી જશે અને દિવ્યશક્તિ તેનામાં જ્યારે એકત્રિત થતી જશે તેમ તેમ ક્રિયા વધારે ત્વરિત અને એકાગ્ર બનશે. ખરી રીતે ઉત્ક્રાન્તિ એ પહેલેથી જ એ પ્રકારના ધીમા ગતિવર્ધનની ક્રિયા છે. દાખલા તરીકે, સ્થૂલ પદાર્થની પ્રથમ પહેલી ભૂમિકા, રાસાયનિક બળોની લીલાની એ સ્થિતિ અત્યંત લાંબા સમય સુધી ચાલુ રહી. જીવનનો આવિર્ભાવ થાય એવી શક્યતા ઉત્પન્ન થતાં પહેલાં લાખોનાં લાખો વરસો વીતી ગયાં. પણ પછીની વનસ્પતિસૃષ્ટિમાં દૃષ્ટિગોચર થતી પ્રાથમિક જીવનની સ્થિતિએ જો કે એ લાખો વરસ ચાલુ રહી તો પણ, તેની અગાઉની સ્થિતિ કરતાં તેણે ઓછો સમય લીધેલો. પ્રથમ પ્રાણીદેહની ઉત્પત્તિ થતાં એ ભૂમિકા સમાપ્ત થઈ. પ્રાણીસૃષ્ટિનો યુગ વળી વનસ્પતિસૃષ્ટિના યુગ કરતાં ઘણો નાનો નીવડ્યો અને પૃથ્વી પર મનુષ્યની ઉત્પત્તિ થઈ. માનવને આજે એકાદ બે લાખ વરસ વીતી ગયાં છે અને પોતાની જાતમાંથી વધારે ઉચ્ચ કોટિનું સર્જન કરવા તેને માટે હવે વખત થઈ ચૂક્યો છે.

# શ્રીઅરવિંદ અને તેમનો માર્ગ

**શ્રી અરવિંદ** પોંડિચેરીમાંના તેમના એકાંતવાસમાં જે કાર્ય કરી રહ્યા છે તેને વિષે આપણા લોકોના અમુક ભાગમાં ઠીક ઠીક ગેરસમજણ અને ખોટા ખ્યાલો પ્રવર્તે છે. જ્યારે બીજી બાજુ, બહુ વિચિત્ર રીતે એક વિખ્યાત દેશભક્ત, જેમણે ધ્યાનનો 'પોંડિચેરી સંપ્રદાય' એવું નામ આપવું પસંદ કર્યું છે તેમણે શ્રીઅરવિંદ શું શું નથી કરતા તેનું બહુ જ ચોક્કસ અને સચોટ વિવરણ આપણને આપ્યું છે. જેનું અસ્તિત્વ જ નથી એના પર ભાર મૂકીને 'સ્પષ્ટ અને નીડર રીતે' તેઓ આ નિર્ણય પર આવ્યા છે અને શ્રીઅરવિંદ જે નથી કરતા તે જ કરતા હોવાનો તેમના પર આરોપ મૂકયો છે. પહેલાં તો શ્રીઅરવિંદ 'શાંતિમાં ધ્યાન' કરતા નથી; બીજું તેઓ ઉત્સાહભર્યો પ્રચાર પણ નથી કરતા. ત્રીજી વાત એ છે કે સામાન્ય અર્થમાં આપણે સમજીએ છીએ તેવાં ધ્યાન કે પ્રાણાયમ એ કરતા નથી. અને અંતે 'કર્મને સારી વસ્તુ તરીકે ચલાવી લઈ શકાય, પણ તેમના યોગનો ખાસ માર્ગ તે કરતાં વધારે ઉચ્ચ અને ઉત્તમ છે' — આ સિદ્ધાંત નથી તેઓ ઉચ્ચારતા કે નથી તેનું અનુસરણ કરતા.

દેખીતી રીતે આ પ્રખ્યાત રાજદ્વારી પુરુષ અને તેમનો પ્રવૃત્તિ સંપ્રદાય એક હિમાલય જેવડી ગેરસમજણ નીચે દબાઈ ગયા છે. શ્રીઅરવિંદ વિષે તેઓ વાત કરે ત્યારે આધ્યાત્મિક સાધનાના જૂના પ્રકારો તેમના મનમાં રમી રહ્યા હોય છે. પણ શ્રીઅરવિંદના ઉપદેશ તથા કાર્યનો વિશિષ્ટ ભાગ એ છે કે તેઓ હિન્દની દુર્દશાના વખતે ફેલાયેલા, જીવનથી દૂર નાસતા નિર્જીવ નિવૃત્તિવાદ, માયાવાદ, વૈરાગ્ય અને આશ્રમજીવનના ખોટા ખ્યાલો દૂર કરવા પર તો ખાસ ભાર મૂકે છે. આ સર્વ વાદો તેમના માર્ગમાં પેલા પ્રવૃત્તિવાદ જેટલા જ વિઘ્નરૂપ છે. માત્ર શ્રીઅરવિંદે 'ધ્યાનમાં શાંતિ શોધવા બેસવું એ નિર્બળતા છે' એમ જાહેર કરવાનું અથવા કોઈ બુદ્ધ નબળા માણસ હતા કે શંકરમાં કાયરતા હતી એમ સૂચવવાનું સાહસ કર્યું નથી.

શ્રીઅરવિંદ શું નથી કરતા તેને વિષે આટલું બસ કહેવાય. હવે તેઓ શું કરે છે તે આપણે જોઈએ અને સમજવા પ્રયત્ન કરીએ. પેલા વિખ્યાત કર્મકુશલ ભાઈ પ્રકૃતિ સામે સંગ્રામ ખેલવાની, તેના પર વિજય મેળવવાની વાત કરે છે. યુદ્ધની આ કલ્પના સ્વીકારીને આપણે સાબિત કરી શકીએ કે શ્રીઅરવિંદનું કાર્ય આવો જ એક સંગ્રામ અને વિજય છે. પણ પ્રશ્ન એ છે કે પ્રકૃતિ શું છે? કેવા પ્રકારનો વિજય આપણે ઇચ્છીએ છીએ? કઈ રીતે આપણે યુદ્ધ કરવાનું છે? અને તે માટે કેવાં શસ્ત્રોની તથા સાધનોની આવશ્યકતા છે? ડાહ્યો સેનાપતિ આ બધાંનો પહેલેથી વિચાર કરે, પોતાની વ્યૂહરચના તૈયાર કરે અને પછી રણક્ષેત્રમાં ઊતરે. ઉપર કહ્યા તે ભાઈ તો અવિરત અને નિઃસ્વાર્થ કર્મ એ પ્રકૃતિની સાથે લડવાનો અને તેને જીતવાનો માર્ગ છે એમ સૂચવે છે. આમ જે કહે તે પોતે કંઇ જાણતા નથી અને

જે બોલે છે તે હૃદયથી માનતા નથી.

પશ્ચિમનું ભૌતિકશાસ્ત્ર એક રીતે કુદરત પર વિજય મેળવી રહ્યું છે. તેણે અમુક પ્રમાણમાં અને કોઇ ક્ષેત્રમાં વધારે પ્રમાણમાં એ કાબૂ અને વિજય મેળવ્યા છે. પોતાના પ્રદેશમાં એ ભૌતિકશાસ્ત્ર ભલે મોટું અને ધ્યાન ખેંચે તેવું હોય તો પણ માનવને તેની ઊંડી વાસ્તવિકતામાં તે સ્પર્શી શકતું નથી; અને તેના ભાવિમાં કે અસ્તિત્વમાં કાંઇ સાચો ફેરફાર તેનાથી થઇ શકતો નથી. કારણકે પ્રકૃતિનો સૌથી વધારે જીવંત ભાગ તે જીવન-બળોનો પ્રદેશ છે. રોગ, જરા તથા મૃત્યુની શક્તિ, વિસંવાદ, લોભ અને લાલસાની વૃત્તિ, માનવમાં રહેલી પાશવી વૃત્તિઓ, અંધકારગ્રસ્ત અસ્વાભાવિક બળો, અવિદ્યાનાં બળો — એ સર્વ માનવ પ્રકૃતિના અને માનવ સમાજના પાયારૂપ બનેલા છે. અને પછી આપણે મનની દુનિયા તરફ દૃષ્ટિ કરીએ તો આપણને અંધારો પ્રદેશ નજરે ચડે છે, જ્યાં અસત્ય સત્યને નામે કાર્ય કરે છે, જ્યાં વાસ્તવિકતાને નામે પૂર્વગ્રહો પ્રવર્તે છે, જ્યાં હવાઇ ખ્યાલો આદર્શો તરીકે સત્તા ભોગવે છે.

આ મન જીવન અને દેહના ત્રિવિધ બંધમાં રહેલી વર્તમાન માનવપ્રકૃતિ છે, તેની સામે લડીને આપણે તેના પર વિજય મેળ-વવાનો છે. ઋષિઓ જેને નિમ્ન પ્રકૃતિ કહેતા હતા તે આ છે. એ નિર્દય રીતે મનુષ્યને અપૂર્ણ જીવન સાથે, નીચલી ભૂમિકા સાથે જકડી રાખે છે. આજ સુધી અને અત્યારે માનવ સમાજ આ જાતનો રહ્યો છે. ગમે તેટલું અવિરત કાર્ય ગમે તેટલી નિઃસ્વાર્થ રીતે કરવામાં આવે તો પણ એ કાર્ય પ્રકૃતિના આ ચક્રને તેણે જૂના વખતથી જે માર્ગ નક્કી કરી રાખ્યો છે તેમાંથી તસુ માત્ર પણ ખસવી શકે નહિ. નિમ્ન પ્રકૃતિના આ બળો વડે

માનવ પ્રકૃતિ અને માનવ સમાજની રચના થઇ છે અને તેના વડે કાર્ય કરે છે. અને ઉપરનાં બળો તથા તત્ત્વોમાં આપણે જે કાંઇ ફેરફાર કે હેરફેર કરીએ તેથી જીવનની મૂળ આકૃતિ અને સામાન્ય યોજના કદી બદલાઇ જવાની નથી. પૃથ્વીને ખસેડીને તેને બીજી કક્ષામાં મૂકવા માટે (અને પ્રકૃતિને પરાભૂત કરવી એ એથી જરાય ઓછું મુશ્કેલ કાર્ય નથી) આપણે પૃથ્વીની બહાર કોઈ આધારસ્થાન શોધવું જોઇએ.

જીવનમાંથી નાસીને મૂક સ્થિર અનંતમાં આશ્રય શોધવાનો ઉપદેશ શ્રીઅરવિંદ આપતા નથી. તેમની દૃષ્ટિએ જીવનનો આદર્શ જીવનનો વિલય નથી. અને તેથી નિષ્પ્રાણ ધર્માચરણની સામાન્ય પ્રણાલિકા દ્વારા જીવન સરસ રીતે જીવાય છે એવી માન્યતા તેમને સંતોષ આપી શકતી નથી. પહેલી એ જો અંધારી ગલી છે તો બીજું એ નિષ્પરિણામી વર્તુલ છે—બંને આપણને ક્યાંય દોરી જઈ શકતાં નથી.

શ્રીઅરવિંદની સાધનાનો આરંભ એવી શક્તિના દર્શનથી થાય છે કે જે સામાન્ય પ્રકૃતિથી પર છે અને છતાં તેના પર અપરિહાર્ય સ્વામીત્વ ધરાવે છે. આપણે કહ્યું તેમ, તે પૃથ્વીની બહારનું આધાર-સ્થાન છે. પ્રથમ પહેલી જરૂર તો માનવમાં નવી આત્મચેતનાની શોધ અને તેનો આવિર્ભાવ છે જે તેની પ્રેરણા દ્વારા અને નિયમ પ્રમાણેના કાર્ય દ્વારા માનવના સ્વભાવમાં સંપૂર્ણ પરિવર્તન કરશે. અત્યારે માનવતા પર અસુરોની સત્તા ચાલે છે કારણ કે અસુરની મૂર્તિ પ્રમાણે માનવે પોતાની જાતને ઘડાવા દીધી છે. અસુરોને દૂર કરવા, માનવમાં સંપૂર્ણ શક્તિસંપન્ન એવા દેવોને ઘડવાના છે અને તેમને કાર્ય કરતા કરવાના છે. એ જબરદસ્ત કાર્ય છે; કોઇ તો તેને અશક્ય જેવું કહે. પણ નિવૃત્તિવાદ કે નિષ્ક્રિયતાની

સાથે એનો મેળ નથી. શ્રીઅરવિંદ નિવૃત્તિ સેવે છે, પણ એ નિવૃત્તિ માત્ર વર્તમાન ભૌતિક પ્રવૃત્તિઓ અને દેખીતી વાસ્તવિકતાના બાહ્ય ક્ષેત્રમાંથી છે, જીવનનાં સાચાં બળો અને કાર્યમાંથી એ નિવૃત્તિ નથી. એ એવી નિવૃત્તિ છે જેમાં સર્જનશક્તિની નવી ભૂમિકા પર જીત મેળવવા પોતાની જાતમાં માણસ ઊંડો ઊતરે; આદિ પ્રેરણાબળોની દુનિયામાં, મૂળ સત્યતામાં, જ્યાં સર્વ વાસ્તવિકતા સર્જાય છે અને આકાર પામે છે એવા સૃજનના અભિવ્યાપ્ત હાર્દમાં એ સીધો પ્રવેશે છે. શક્તિ ઉપજાવવાનું જબરદસ્ત યંત્રાલય, અને જીવનની સેવા માટે તેને ઉપયોગમાં લેવાના સાધનની એ શોધ છે.

અને ખરી રીતે કહીએ તો શ્રીઅરવિંદની આસપાસ વિકસતો જાય છે તે કશો સંપ્રદાય નથી, એ માત્ર વિચારપ્રણાલિકા તો નથી જ. એ તો નવું જીવન જે અસ્તિત્વમાં આવવાનું છે તેનું બીજ છે. બહારથી જોનારને અત્યારનું કાર્ય સાવ નહિ જેટલા નાના પ્રમાણવાળું લાગે, તો તે સ્વાભાવિક છે. કારણ કે હજી એ કાર્ય બહુ મર્યાદિત રીતે પ્રયોગો અને પ્રયત્નો રૂપે થાય છે. નવી શક્તિની શોધ થઈ હોય પણ તેની ક્રિયાને હજી સંપૂર્ણ રીતે વ્યવસ્થિત ન કરવામાં આવી હોય ત્યારે પ્રયોગશાળામાં જે રીતે કામ થતું હોય તેમ આ કાર્ય થઇ રહ્યું છે. અને તેને માટે જોસભેર પ્રચારકાર્ય ચાલે છે. અથવા તો નવા કાર્યકરો માટે મોટી માગણી કરવામાં આવે છે એમ માની લેવું તદ્દન ભૂલભરેલું છે. માત્ર થોડા લોકો જેમને અંતરમાંથી સાદ આવે છે અને ભવિષ્યની રચના માટે જેને પ્રેરણા મળી છે તેઓ આ ઉદાત્ત પ્રયત્ન અને મહાન સિદ્ધિની સેવા કરવા અને તેના પ્રથમ કરણો અને આદિ કાર્યકર્તાઓ વચ્ચે ઊભા રહેવા ભાગ્યશાળી થશે.

# શ્રીઅરવિંદની ગીતા

ગીતાનું સર્વોચ્ચ રહસ્ય, रहस्यं उत्तमम् અનેક વ્યક્તિઓ સમક્ષ વિવિધ સ્વરૂપે પ્રગટ થયું છે. પણ એ તમામનો સામાન્યત: એક સાંપ્રદાયિક વિચાર પદ્ધતિ અને બીજી અદ્યતન વિચારસરણી, એવા બે વિભાગમાં સમાવેશ થઈ શકે. શંકર કે શ્રીધરને સાંપ્રદાયિક વિચારસરણીના પ્રતિનિધિરૂપ લઈ શકાય. નિષ્કામ કર્મ, જ્ઞાન કે ભક્તિ દ્વારા અથવા તો એ ત્રણેના એકીકરણ દ્વારા જીવનમાંથી મુક્તિ મળે એ જીવનનું ધ્યેય ગણવામાં આવતું એવા તે જમાનામાં જે આધ્યાત્મિક નિયમન વત્તે ઓછે અંશે પ્રચલિત હતું તે નિયમન રૂપે તે જમાનાના સાંપ્રદાયિક વિચારકો ગીતાને જોતા. અદ્યતન વિચાર પ્રણાલિકા, બંગાળમાં બંકિમબાબુ જેના પ્રતિનિધિ છે અને આ યુગમાં તિલકે જેને વધારે સંપૂર્ણ રીતે સુવિકસિત અને વ્યવસ્થિત કરી છે, તે વિચારપ્રણાલિકા આજના યુગબલથી વધારે અંશે પ્રેરિત થએલી છે અને ગીતામાં તે જીવનની સંપૂર્ણતાનો સિદ્ધાંત જુએ છે. જૂની વિચારસરણીમાં આધ્યાત્મિક અને ધાર્મિક બાજુ પર, જેનો અર્થ છેવટે પારલૌકિક દૃષ્ટિ કહી શકાય તે પર, ભાર મૂકવામાં આવતો. નવી પદ્ધતિ હિન્દના છેલ્લા સૈકાઓમાં દેશમાં ફેલાયેલ અપ્રવૃત્તિશીલ આધ્યાત્મિકતાને ગતિ-

મંત કરવા માગે છે; કર્મ પર, વાસ્તવિક જીવનમાં રહીને આધ્યા
હેતુ અને દૃષ્ટિથી કરવાનાં કર્તવ્યો પર તે ભાર મૂકવા માગે

આ નવી આધ્યાત્મિકતા જનક કે યાજ્ઞવલ્ક્ય જેવા પ્રા
દ્રષ્ટાઓના વિચારોમાંથી પ્રમાણો અને અનુમતિ મેળવવાનો
કરી શકે, તો પણ ખરી રીતે તો તે યૂરોપની આચાર ન
અને તેના પ્રવૃત્તિવાદની અસર નીચે કાર્ય કરી રહી છે. આ
આધ્યાત્મિક પુનર્જાગૃતિ અને આ નવમૂલ્યાંકનને તેને લીધે
તાત્કાલિક ગતિ મળી છે અને આપણા અર્વાચીન વિચારકો પ
પણ તે અસર તદ્દન ભૂંસાઈ ગઈ નથી. જીવંત આધ્યાત્મિકત
અર્વાચીન કલ્પનામાં પ્રાણની સબળ પ્રેરણા અને નીતિનાં વિ
માટેનો આગ્રહ સ્પષ્ટ રીતે દેખાય છે. ખરું જોતાં, આધ્યાત્મિકત
સક્રિયતા માનવના નૈતિક સ્વરૂપમાં મર્યાદિત કરવામાં આ
હોય છે, અને સૂક્ષ્મ આધ્યાત્મિક તત્ત્વ જેમ કે, બ્રહ્મ સાથે
સંપૂર્ણ એકતા, પ્રભુમાં પ્રેમ અને આનંદનો સાક્ષાત્કાર વગેરે
નૈતિક પ્રવૃત્તિ માટેના વાતાવરણ તરીકે કામમાં લેવામાં આવે

શ્રીઅરવિંદ કર્મને માનસિક અને નૈતિક ભૂમિકાથી ઊંચ
લઈ જાય છે. અને તેને નવું આધ્યાત્મિક જીવન અર્પે છે. ક
તેનાં મૂળ અને પ્રેરણા સુધી લઈ જઈને તેને સંપૂર્ણપણે આ
ત્મિકતા આપવામાં આવી છે કારણ કે કર્મ તે ઈશ્વરની પોત
ચિત્‌શક્તિનો જીવનમાં આવિર્ભાવ છે.

પૂર્ણપુરુષ પુરુષોત્તમ, જે જગત અને બ્રહ્મના દ્વંદ્વને પોત
સમાવી લે છે એ સર્વ ક્રિયાનો સ્વામી છે. તે કર્મ કરે છે
તેથી અલિપ્ત રહે છે. તે પરમ શક્તિમાં અને તેના વડે જ સૃષ્ટિ
અને જીવો તેનામાં જીવે છે, પ્રવૃત્તિ કરે છે અને અસ્તિત્વ ધ
છે. તેના આ વિશ્વવ્યાપી કર્મમાં એ સર્વ ક્રિયાના સ્વામી ર

મન, દેહ અને આત્માથી એકતા પામવી તે કર્મયોગ છે. અને માનવ સ્વભાવનું પરિવર્તન કરીને, દિવ્ય પ્રકૃતિના અનુભવ દ્વારા અને તેના અલ્પ માનવદેહમાં અવતરણ અને ધારણ દ્વારા એ એકતા સાધી શકાય છે.

આટલે આવ્યા પછી હવે જો આપણે પાછળ દૃષ્ટિ કરીશું તો આખાંય દૃશ્યમાં મોટો ફેરફાર થયેલો દેખાશે. અત્યાર સુધી કર્મ અને કર્મયોગ એ ગીતાના સંદેશનું મધ્યબિન્દુ ગણવામાં આવતું હતું તે પણ કાંઈક પાછળ ખસી જાય છે અને તેનું મૂલ્ય પ્રમાણમાં ઓછું દેખાય છે. હવે દિવ્યચેતનના ગુરુત્વાકર્ષણનું મધ્યબિન્દુ બને છે; ત્રિગુણાતીત પરમાત્મા પર જ હવે દૃષ્ટિ વળે છે, જે પૂર્ણપુરુષ આગળ માનવે પોતાના પ્રત્યેક અંગનું સંપૂર્ણ સમર્પણ કરવાનું રહે છે જેથી એ દિવ્યશક્તિનું માનવ સૃષ્ટિમાં અવતરણ થાય, તેનો અવતાર થાય અને માનવજગતમાં તે વિલસી રહે.

ગીતાનું વધારે ઉચ્ચ રહસ્ય તેના પાછળના અધ્યાયોમાં રહેલું છે. આગળના અધ્યાયો તેની પૂર્વ તૈયારી અને ભૂમિકારૂપ, અથવા તો એકપક્ષી અને વ્યવહારોપયોગી સજાવટરૂપ છે. આ વાત ભારપૂર્વક સમજાવવાનું પ્રયોજન એ છે કે એવો મત પ્રચલિત છે કે ગીતાનો અસરકારક સંદેશ તેના આગળના અધ્યાયોમાં રહેલો છે અને તેથી પાછળના અધ્યાયો તરફ ધ્યાન આપવામાં આવતું નથી અને ઘણી વાર તો તે છોડી દેવામાં આવે છે.

શ્રીઅરવિંદની વિવેચનાની શૈલી અને પદ્ધતિ પણ પૂરેપૂરી લાક્ષણિક છે. તેના વસ્તુમાં ગંભીર તત્ત્વજ્ઞાન રહેલું છે, છતાં તે પરથી માત્ર દાર્શનિક પ્રબંધ જેવી છાપ ઊઠતી નથી. પણ કોઈ પયગમ્બરના સંદેશનું ઓજસ્વી ચેતન તેમાં ધબકી રહે છે; ગીતાની મંત્રશક્તિનું જ સામર્થ્ય તેમાં તરવરે છે.